# સંસ્કાર મૂલ્યો



લેખક

શ્રી. રજનીકાન્ત અંબાલાલ શાહ.



કિંમત ૭ આના.

# પ્રગતિ

**પ્રગતિ** ક્યાં છે? કેટલી છે? કેવી છે? —કલ્પના અને કર્તવ્ય જુદાં છે. કર્તવ્યને માટે કલ્પના હોય ખરી પણ કલ્પનામાં કર્તવ્ય હોય તો તે સ્વાનવત લાગતું નથી? કલ્પનાનો આદર્શ કર્તવ્ય નહિ બને? કેમ ન બને?

પત્નિને 'તું' કહી બોલાવનાર પતિની પત્નિ પ્રત્યેની પ્રેમ—ઊર્મિઓ જણાઈ આવતી હશે ખરી...પણ પત્નિ પતિને 'તમે' કહી બોલાવે છે એટલે...પણ પતિ એમાંનો પૂજ્યભાવ દેખી શકે છે ખરો!

પુરૂષ વધારે પ્રવૃત્તિમય છે એટલે સ્ત્રી એને બહુ યાદ નથી આવતી. યાદ આવે છે તો કોઈ જુદા જ સ્વરૂપમાં. જેટલી ઊર્મિલતાને પત્ની—સ્ત્રી પામતી હોય છે, અગર જેટલી ઊર્મિલ સ્ત્રી હોય છે તેટલી ઊર્મિલતા પુરૂષમાં જણાતી નથી. આના અનેક કારણો છે. કહેવાય છે કે સ્ત્રીને નવરાશ વધારે હોય છે. એ નવરાશમાં એ તરંગાવલીએ ચઢે છે અને એથી એનામાં ઊર્મિલતાનો વિકાસ થાય છે. એથી એ ખૂબ જ ઊર્મિલ બને છે. સ્ત્રીને ઘરકામ નથી?—રાંધવું—કપડા ધોવાં—બાળકને રમાડવું અને બપોરના ઉંઘવું, એવું કે એટલાં જ સ્ત્રીના ઘરકામ નથી. પુરૂષ જેટલો—એના—બાહ્ય કાર્યક્રમમાં પ્રવૃત્તિમય હોય છે, તેટલી જ પ્રવૃત્તિશીલ સ્ત્રી પણ એના ગૃહકાર્યમાં હોય

છે જ. અભણ સ્ત્રીને આપણે ખૂબ જ વખોડી કાઢીએ છીએ. અભણ સ્ત્રીના જીવનના અનુભવોની આપણને ખબર નથી માટે ? ડૉકટરની દવાઓ અને ડૉઝમાં માનનાર એક યુવક કે શહેરી યુવતીને, અભણ પણ લગભગ ગૃહ ઉપચારો સાથેના ગમે તેવા દર્દ ને મટાડી દેવાની ગૃહ–પદ્ધતિઓને જાણનાર અભણ સ્ત્રીની સાથે નથી બનતું. એક શહેરી, બીજી ગામડાની. એક અમુક જ વાતાવરણના અમુક જ સંસ્કારોને પામેલી, જ્યારે બીજી જુદાં જ વાતાવરણના જુદા જ અનુભવોને પામેલી.

શહેરી યુવતી કહેશે કે એ અભણ સ્ત્રીઓમાં અંધશ્રદ્ધાના તત્ત્વો ઘણા હોય છે. એ શહેરી યુવતીઓ–યુવકો તમારી અંધશ્રદ્ધા અને વહેમમાં નહિ માનવાનું ડહાપણ દર્શાવતાં ક્યારેક ક્યારેક વહેમીલા અને અંધશ્રદ્ધાળુ તમે પણ નથી બન્યા ?

આપણે પ્રગતિ કરવાની છે. એનો અર્થ એ નથી થતો કે ગામડાની સ્ત્રી, અભણ સ્ત્રીઓને અદ્ધર લટકાવી દેવી, ખબર છે ? અભણ સ્ત્રીઓમાં કેટલીક વખત એવી તો અક્કલ જણાય છે કે વર્તમાનયુગની કેળવાયેલી યુવતીઓ એની આગળ કાનની બુટ્ટી પકડશે. અભણ એટલે શું ? એને વર્તમાનપત્ર વાંચતા ન આવડે એટલું જ ને ?

વર્તમાનપત્ર અને પુસ્તકોના થોથાં વાંચતી સ્ત્રી કે યુવકે શું ઉકાળ્યું છે ? અજ્ઞાનતા–અને અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાનું કહેતાં કેટલાં યુવકો ગામડે ફરવા જાય છે ? જ્યાં સુધી બે હજારમાંથી પચાસ યુવકો–યુવતીઓ પણ શહેરની મોઝશોખને મૂકી ગામડા તરફ જવાનો વિચાર નથી કરતાં ત્યાં સુધી આ અભણવાદ કે વહેમવાદ યા અજ્ઞાનવાદનો નાશ થવાનો નથી.

શહેરનો યુવક કે યુવતી ગામડે જઈ કહે કે ભગવાન જેવી

કોઈ વ્યક્તિ જ નથી. એનું પરીણામ શું આવે ખબર છે ? ગામડાનો મુખી તો બાજુ ઉપર રહ્યો–પણ એજ ગામડાનો પંદર વર્ષનો ખેડૂત બાલ આ શહેરી યુવક યુવતી તરફ ભગવાનમાં નહિ માનનાર દેખી નાસ્તિક માની આશ્ચર્ય બતલાવતાં શહેરના આ યુવક યુવતિને કોઈ મહાન વ્યક્તિ માને છે. ગામડાંનો કોઈ ખેડૂત જો ખીજાય તો કહી નાખે "જાવ જાવ હલણટપ્પુઓ–આવ્યાં છે–ભગવાન નથી વાળાં."

ગ્રામ્ય જનતાને માનવામાં આવે છે તેટલી બધી તે અજ્ઞાન નથી, અભણ નથી કે પછાત પણ નથી. શહેરનો યુવક ઓગણીશ વર્ષે સુકલકડી બની બાવીસ વર્ષે બાપ બની ત્રીશ વર્ષે સ્વર્ગે સીધાવી જતો હોય છે. બે હજારની વસ્તીવાળાં એક ગામડાંમાંથી સહેજ પાંચશો–સાતશો યુવાન ડોસાઓ ૬૦–૭૦ વર્ષની ઉંમર હોવા છતાં માથે સાડાત્રણ મણ કપાસનો કોથરો–કે ચબાખાથી બાંધેલ પોટકા સાથે બે ચાર ગાઉ દૂર પડેલાં પોતાના ખેતરેથી ઘેર આવી જાય છે.

અલબત્ત ! ગ્રામ્યજનતા પાસે નથી ફક્ત એક રાજ્યકારણ. પણ રહેવા દો એ વાતને ! ગામના એવા વાણીઆ શેઠની દુકાને હવે તો રોજ વર્તમાનપત્રો જતા હોય છે. દેશની વર્તમાન વાતોની હળવી હળવી ચર્ચાઓ પણ થાય છે.

વર્તમાનપત્રોમાં આવતાં ભાષણો પણ હવે ગામડામાં વંચાય છે. ગામડામાં—બે હજારની વસ્તીવાળાં ગામડામાં પંદર છાપાં અને, અને એક નાનું પ્રચાર સિનેમા ખૂલી જાય તો ગામડું પંદર વર્ષ આગળ વધી જાય. શહેરના યુવકને કે શહેરની ભણેલી ગણેલી યુવતીને ગામડે જઈ 'ભગવાન જેવું કાંઈ છે જ નહિ' 'તમે લોકો અભણ છો.' 'વાણીઆઓ તમને છેતરે છે.' 'તમારો હવે ઉદ્ધાર થવાનો છે.'

'ખેડૂત રાહત બીલ પસાર થયું છે.' 'તમે ચિંતા ન કરશો.' 'મૂડીવાદી વાણીઆનું હવે કાંઈ નહિ ચાલે.'

કેટલીક વખત અને મોટે ભાગે તો ગામડાંનો વતની આવાં ગામડાંની પ્રજાના માનસના વગર અભ્યાસે અપાતાં મોટાં મોટાં તપેલાં જેવડાં ભાષણો સાંભળી ડરી જાય છે. કેટલાંક કહી દે છે 'બકવાટીઆઓ.' એ દિવસ ગામડે રહે, ગામડાની પરિસ્થિતિનો અભ્યાસ થઈ શકે એમ નથી. ગામડા ગામડા વચ્ચેના વ્યવહારો ખેડૂતોના નેતા સમા વણીકના હાથમાં હોય છે. જેટલી નેકદીલ અને સાચાં દીલવાળી પ્રજા ગામડામાં વસે છે તેના ચોથા-હજારમાં ભાગની ..શહેરની ખટપટી, કપટી, અને ભલા અને ડાહ્યા હોવાનો ડોર કરતા વહેપારી ધનીકો કરતાં ગામડાંનો વાણીઓ હજાર દરજ્જે સારો છે. ગામડામાં આપત્તી, આપત્તી-દુષ્કાળ અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ, કમાઈને બેઠેલો વાણીઓ એની દોલતને એની પાસે રાખી મૂકતો નથી. રાખી મૂકે તો બીજે વર્ષે—બીજે દિવસે એ ગામડામાં રહી શકે જ નહિ, ગામડામાં રહેવું એને ભારે પડી જાય. ગામડાની પ્રજા અભણ પણ વ્યવહારની દયા-ભાવના-ઊર્મિલતામાં સંપૂર્ણ રીતે સમજતી હોય છે. સાક્ષરત્વના એની પાસે મોટા મોટા શબ્દો નહિ હોય તો પણ એની પાસે કાગ-કાળના જેવા હલક-મલક દુહાઓ અજબ હોય છે. રેડીઓ ઉપરની કોઈ જાન, કે સિનેમાની સંગીત સામ્રાજ્ઞીને હંફાવે એવાં ગ્રામ્ય ગળાં પણ ત્યાં હોય છે ખરાં. સાયગલને ભૂલાવે તેવાં દર્દભર્યા દુહાઓ અને 'ગુજરાતી સાક્ષરને' એવકૂફ ગણાવે તેવી વિચારવારી વાર્તાઓને ભલાભલા નાટકીઆને હંફાવે તેવી રીતે રજુ કરનાર એક વર્ગ પણ ત્યાં હોય છે. શહેરની માફક ગામડાની પ્રજા રસિક નથી એમ કહેનાર ગામડાનાં વગર અભ્યાસે અભિપ્રાય આપી પોતાના અજ્ઞાન સાથે ડહાપણ ડોળતા યુવક-યુવતી કે મોટો માણસ ગામડાને માટે એક પણ શબ્દ બોલવાને

અધિકારી નથી. રસિક પ્રજા ક્યાં નથી ? રસિકતા વગર માનવી જીવી શકે ખરે ?

શહેરના ભણેલા બી. એ. ને હંફાવે તેવી રીતે કેરમબાજી રમનારાઓ પણ હવે ગામડામાંથી જડી આવે છે. શહેરમાંથી ગામડે બદલી થએલ એકાદ શિક્ષક ગામડે કેરમ બોર્ડ અને પત્તા-પાના લઈને જાય એટલી જ વાર ત્યાં એને તાલીમ મળે ! ખેર, જો એ કેરમ બોર્ડ તુટી જાય તો ગામડાનો સુથાર એવાં કેરમબોર્ડ કરતાં પણ અચ્છું કેરમ બોર્ડ બનાવી આપવાની ખાત્રી આપે છે. શહેરની પોળોમાં ગણાતા સુધરેલા પિતાઓના પૂત્રો ગીલ્લી દંડી રમતા હોય છે-તો ગામડામાં પણ મોટા મેદાનમાં અણીદાર જાડી ગીલ્લી અને દંડો ઉપયોગમાં લેવાતાં હોય છે. ક્રિકેટ કાંઈ એકલું શહેરમાં નથી. ગામડાંના ખેડૂતો પણ ગડીદડે-હવે ક્રિકેટ બોલતાં, ક્રિકેટ પણ રમતા થઈ ગયા છે—થતા જાય છે એમ કહી શકાય.

ગામડામાં આપણને દેખાય છે અસ્વચ્છતા. શહેરનો ભણેલો ગણેલો, અસ્ત્રીબંધ કપડે ગામડે પહોંચે, પછી ધૂળના ગોટા વચ્ચે એના સફેદ કપડાં બગડી જાય, અને આંખમાં રેતીની કણ પવન વાવાથી પડે, એટલે એ બીચારો ગામડા માટે બીજો શો અભિપ્રાય આપે ?

Practice makes a man perfect. શહેરનો ભણેલો કહે છે. ગામડાની પ્રજા આવી ભરખમ રેતીથી ટેવાઈ ગએલી હોય છે. અલબત્ત ! એનો અર્થ એ નથી કે તેથી એવી અસ્વચ્છતા કે ગંદકીને દૂર નહિ કરવી.

કેટલીક વખત ગામડાંની પ્રજાના ખેડૂત યુવકને શહેરમાં આવવાનું મન થઈ આવે છે. અને શહેરમાંથી કોઈકને વળી ગામડે જવાનો ચટકો લાગે છે. ઘડીભર આવી જતી એ ઊર્મિઓ

બહુ જ ઓછી ભાગ્યે સફળ નીવડતી હોય છે. હિંદમાં ગામડાં વધારે છે, શહેરો ઓછાં છે.

ઉદ્યોગવાદ આવશે અને ગામડાંઓનો નાશ થઈ જશે એ બધી વાત ખોટી છે. શહેરમાં આવતાં મોટા મોટાં ઉદ્યોગવાદ સાથે ગામડાઓમાં પણ નાના મશીનો–સંચાઓ પહોંચી ગયા છે–પહોંચતા હોય છે.

ગામડાને. હાલ અત્યારે તરતજ ગામડે ગામડે એક એક રેડીઓ–એક એક નાનુ સિનેમા, અને આપી શકાય તેટલાં વર્તમાન પત્રો–પાંચ વર્ષ પછી એ ગામડાના રંગઢબ–છબછબ બધુંય બદલાઈ ગયું હશે. ગામડાની પ્રજાના ઉદ્ધાર માટેનો પ્રચાર વ્યવસ્થિત હોવો જોઈએ. વ્યવસ્થિત રહેવો જોઈએ.

'તું' કહેનાર પતિ અને 'તમે' કહેનાર પત્નિ...શહેરમાંના દૃષ્ટિપાતે જેટલાં સંસ્કારી જડી આવે છે—તેટલાં જ પ્રેમાળ અને એક બીજા માટે જીવન અર્પણ કરનાર પતિ–પત્નિ પણ ગામડામાંથી મળી આવે છે. ફક્ત ભાષા ફેર છે. સ્વરૂપ ફેર છે. ઊર્મિઓનો દેખાવ રજુ કરવાની, ઊર્મિઓની રજુઆત કરવાની ઢબ જુદી છે. જુદા જુદા વાતાવરણને લીધે કુદરતી રીતે જ પણ, હૃદય એક છે. હિંદના ગામડાનું–અને હિંદના શહેરનું અને એ એકજ હૃદય છે, માટે તો ભારત એ ભારતીનું નહિ હોય ને?

શહેર મહાન હોત અને ગામડું નાનકડું હોત તો ગામડાના વતનીઓ જીવી શકત ખરાં?

ગામડું છે તો શહેર છે એની કોણ ના પાડી શકે એમ છે?



# સંસ્કૃતિ

માનવ સંસ્કૃતિનો ઈતિહાસ અનેરો છે. મૂશીબતો–મૂશીબતો મૂશીબતો. એ મૂશીબતો સામે ઝઝુમવાની શક્તિ ન હોય તો જીવન દુઃખમય તો શું–પણ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ટોચ ઉપરથી નીચે પટકાઈ પડે. એને ભાન ન રહે. એનામાં જીવન ન રહે. એની નિરાશા એને આત્મઘાત તરફ દોરે.

પણ જીવન છે. મૂશીબતો આવે પણ ખરી. એની સામે સામનો કરવો જોઈએ. એ સામનો એવી રીતે કરવો જોઈએ કે જીવનની ઉત્કૃષ્ટ ટોચ ઉપરથી કદીય નીચે ન પડીએ. શ્રદ્ધા–ઉત્સાહ અને બુદ્ધિનું બળ એટલું આમાં જરૂરી છે.

# નાનો ટૂચકો

ગુજરાતની યુવાન પ્રજા! તારા દેદાર તો જો. નબળો, અશક્ત, સૂકલકડી, બુદ્ધિહીન. તેજસ્વીતાનો ડોળ કરતો, મૂશીબત સામે ટક્કર ન ઝીલી શકે એવો–વ્યાયામનું નામ સાંભળી ભડકતો.

હે ગુજરાતના યુવાન!

તું તેજસ્વી બન! બુદ્ધિશાળી બન. સ્નાયુબદ્ધ અને વ્યાયામવીર બન. બહાદૂર બન. શ્રદ્ધાળુ બન. ઉત્સાહી બન.

**પછી તું જગતનો મહાન વીર છે.**

# વિચાર

જ્યારે જીવનની દિશા બદલાઈ ગઈ હોય ત્યારે ફરીથી જીવન પાછળની મહત્વાકાંક્ષાઓ તરફ વળશે ખરૂં?

જીવન એક જ ધ્યેયથી જીવી શકાય. અને છતાંય હું મૂર્ખ બન્યો છું—ન છુટકે.

## રૂઢિ

સમાજની એ ભીષણુતા તારો નાશ ક્યારે થશે ? તારો ઘુમટો ક્યારે જશે ? તારાં ઝાંઝળ ક્યારે જશે ? તારૂં ડફોળપણું ક્યારે અદ્રશ્ય થશે ? અને પેલા સુધરેલા ? નમણા શરીર, નાજુક હાથ, ઘંટી દરાય નહિ, કુવે ફેર ચઢવાના, દવાની બાટેલી હંમેશાં હાથમાં જ.

## વર્તમાનપત્ર

વર્તમાનપત્ર એટલે વર્તમાન સમાચારોને પુરૂં પાડનાર પત્ર. વર્તમાન સમાચારોને પૂરાં પાડવાની જવાબદારી એના શીરે હોય છે. એ જવાબદારીને સમજવી કદાચ સહેલી હશે. પણ ઉત્સાહ વગરના કાર્યકારો આગળ એ જવાબદારી મહા—મૂઝવણભરી અને ખૂબ ત્રાસદાયક લાગવાની. અને એથી એવાં અમુક વર્તમાનપત્રનું સ્થાન, પ્રજામાં ઝડપથી સ્થાન કેમ નથી મેળવી શકતું એ સમજાઈ આવે છે.

આવેલા સમાચારો ટૂંકાવવા, પત્રની નીતિને સાચવવી અને જાહેર પ્રજામાં વર્તમાનપત્રની સામે જ ઉહાપોહ ન થઇ જાય એ ખાસ ધ્યાનમાં રાખવા જેવી પહેલી જવાબદારી એક સાચા રાષ્ટ્રીય પત્ર પાસે હોવી જોઈએ.

કેટલાંક પત્રોની અવળચંડી નીતિનો મને અનુભવ છે. જાહેર પ્રજામાં પોતાનું સ્થાન મેળવવા માટે તેવાં પત્રો ગંદી–ગંદી રમતો ખેલે છે. વર્તમાનપત્ર અને ગંદી રમતોનું ક્ષેત્ર નથી. સચ્ચાઈ અને નીતિમયતા ન હોય એ વર્તમાનપત્ર જાહેરમાં ઝપાટાબંધ પછડાઈ પડે છે. અને ક્યારેક તો વળી ભાગ્યે જ પછી તેઓ ઉભા થવાં પામે છે.

આવી રીતે જલ્દી જલ્દી પ્રજામાં સ્થાન મેળવી લેવાનો મોહ

રાખનાર પત્ર તો ક્યારેક અનઆવડતને લઈને ખાલસા પણ થઈ જાય છે.

વર્તમાનપત્ર એ કાંઈ તંત્રીનું પત્ર નથી. વર્તમાનપત્ર પ્રજાનું પત્ર છે. પ્રજાને માટે છે, માટે એ પત્રે પહેલી જવાબદારી રાષ્ટ્રીય પ્રગતિને ધ્યાનમાં રાખીને પ્રજા માનસના ઘડતરમાં, પ્રજા માનસને સ્વસ્થ,–ઉહાપોહ થઈ ગયો હોય તો શાંતિ લાવી આપવા માટે, અને પ્રજાના સર્વ રીતે સંરક્ષણ અને પ્રજા માનસને હમેશાં વધુને વધુ સંસ્કારમયતાની ટોચ ઉપર લઈ જવાને માટે હોય છે. નહિ કે જલદ–જલદ પોકારો કરી આંતર–વિગ્રહોને ઉભાં કરવાં માટે, એવા એક તરફી પોકારો જે આંતર વિગ્રહ ઉત્પન્ન કરે છે તેમાંથી વર્તમાનપત્ર બચે ખરૂં ?

વર્તમાનપત્રનો તંત્રી ! એ કેવો હોવો જોઈએ ? પ્રજા માનસને અવલોકતાં એને આવડવું જોઇએ. પ્રજા માનસ ક્યારે કઈ દિશા તરફ ઢળી પડશે એ એને ન આવડતું હોય તો શિખવું જોઈએ. પ્રજાનું પત્ર પ્રજાના ભાવિને પણ ધ્યાનમાં રાખતું બને. એ જરૂરી નથી ?



વર્તમાનપત્રમાં ઉત્સાહ વગરનો કાર્યકર હોય તો એવો કાર્યકર વર્તમાનપત્રને નુકશાનકારક છે. ઉત્સાહ વગરના એવા કાર્યકરે પોતાના દેશમાં વર્તમાનપત્રનું સ્થાન ક્યાં, કેટલું અને કેવા પ્રકારનું છે એટલું સમજીને વર્તમાનપત્રને ઉંચી કક્ષાએ લઈ જવાના હેતુ સાથે એની મામુલી અસંતોષવૃત્તિને ડબાવી રાખવી જોઈએ. જાહેર જવાબદારીઓને સમજતો વર્તમાનપત્રનો તંત્રી–એટલો તો મૂર્ખો નથી હોતો કે જે પોતાના કાર્યકરને અસંતોષમાં રાખે.

આપણા કેટલાક વર્તમાનપત્રોએ આજે અસામાન્ય પ્રગતિ કરેલી છે. એ પ્રગતિ વચ્ચેથી પસાર થતાં વર્તમાનપત્રને અમેરીકા

અને પશ્ચિમના રાક્ષસી રોટરી મશીન ધરાવતા અને અઠ્ઠાવીસ અઠ્ઠાવીસ મણના એક નહિ એવાં પાંચ પાંચ અને દશ-દશ, ક્યારેક તો પંદર પંદર રોલ ચઢાવનારા અને દશ હજાર, પંદર હજાર, સત્તર હજાર, પચ્ચીશ હજાર, ચાલીસ કે પચાશ હજાર, નહિ, પણ લાખલાખ નકલોને સવારના પહોરમાં તો ફેરીઆઓના, વર્તમાનપત્રોના એજન્ટોના, હાથમાં સોંપી દેનારા એ રાક્ષસી યંત્રો, બાહોશ તંત્રીઓ અને વ્યવસ્થીત વ્યવસ્થાઓ તરફ આપણા અસામાન્ય પ્રગતિ કરી ચૂકેલાં વર્તમાનપત્રે-એટલે પ્રજાએ-અને પછી અને પહેલાં તંત્રીએ નજર નાખવાની જરૂરીયાતને, પણ નજર નાખીને શું કરવાનું ?

આપણા વર્તમાનપત્રનો ગુજરાતી ત્રણજ ચોપડી ભણી રોટરી-મશીનને કાબુમાં રાખતો હેડ-મશીનીયર આપણી આટલી બધી અસહાયતા માટે રડવાનું બાજુએ રાખીને, નિઃશાસો નાખ્યા વગર મારી અને તમારી ક્રુર મશ્કરી કરે છે. અને તે પણ વળી હસતાં-હસીને !

## બુદ્ધિમતાનો રોગ

અતિશય બુદ્ધિમતા માનવીને ભ્રમીત કરી મૂકે છે. અતિશય બુદ્ધિમત્તા-ચારે તરફના જ્ઞાન વચ્ચે-ખૂણામાં એક ધ્યેય હોય અને એની પાછળ કર્તવ્યશીલ બનાય તો જ જીવનમાં એવો માનવ સફળ થઈ શકે.

નહિતર 'આ જ્ઞાનનો ટોપલો દુઃખ દે છે. વિચારવાયુ અવ્યવસ્થિત બની જાય છે. સ્વસ્થતા જાળવી શકાતી નથી. simpleness સાદાઈ-વાણીની સાદાઈ-કે એકરાગતા રહી શકતી નથી. ઘડીકમાં કંઈક તો ઘડીકમાં કંઈક વિચારો ચાલતા હોય એમ બોલાય છે. અતિશય શ્રદ્ધા આણવાનો માનસિક પ્રયાસ જાણે એક દંભ જેવો

૨૩૯૫૨

લાગે છે. કુદરતી નિયમીતતા અદશ્ય થઈ ગઈ છે. ઘેલછાનું તો ખૂન નહિ થઈ ગયું હોય ને ?'

એક માનવી લમણે હાથ દઈને ઉપર મૂજબ વિચારે છે. ફરી પાછો હસી ઉઠે છે. ઘડીકમાં ઉદાસ બની જાય છે. ઘડીકમાં જાણે એના દિલમાં કંઈક દુ:ખ થતું હોય એમ લાગે છે.

'મારૂં જીવન આવું શાથી બની ગયું ?' એ એની જાતને પૂછે છે.

જવાબમાં કંઈ જડતું નથી.

કે પછી આજ—માનસિક નિયમીતતા નહિ હોય ને ? ના.

કર્તવ્ય રોળાઈ ગયાનું આ કારણ છે ?

ના.

તો આ બધું શું છે ?

કારણ કે આ બધું જે કાંઈ છે તે એ માનવીથી સમજાય છે. બુદ્ધિમતાનો રોગ. બુદ્ધિમતાથી રોગ. હવે એને ધ્યેય નક્કી કરવાનું છે.

આ રોગ મટી શકે–રસિકતા જીવનમાં દાખલ થઈ જાય તો.

તો પછી આને રસિકતા નથી માટે રોગ એમ કહી શકાય?

કે પછી માન્યતાની ધૂન.

કે પછી વિનાશના પંથે જીવન.

એજ. એજ. જીવન ખરાબ બનતું જાય છે.'

અને ફરી એ માનવી લમણેથી હાથ ઉઠાવી લઈ ઉભો થઈ ગયો. જાણે જીવનની આ વ્યવસ્થાની કુંચી જડી ગઈ ! પણ વર્ષોથી એનું જીવન જોઉં છું. એ એવો જ છે. એને કોઈ ખાસ સંબંધી નથી. એ ફક્ત કમાય છે અને ખર્ચે છે !

# આપણો વકીલ

એક ટેબલ, બે ખુરશી, એક ખડિયો અને હોલ્ડર કલમ લઈ બેઠેલા મહાશય વકિલ હતા.

સાવ બેકાર, અને ઇ. પી. કોડ કલમોના પુસ્તકોનો ઢગલો.

બુદ્ધિહીન છતાંય બાહોશ દેખાવ.

જાડા જાડા કાચના ચશ્મા.

સંસ્કારહીન છતાંય સંસ્કારમય.

પાટલુન પહેરતા આવડે નહિ અને પહેરે–ટેનીસનું ઠેકાણું નહિ અને ટાઈ બાંધે.

ગુજરાતના અગ્રગણ્ય એક વકીલ.

એમને બુદ્ધિમતાનો રોગ થયો હતો.

એમનું શરીર મુડદાં જેવું હતું.

એમના પગ બગલા જેવા હતા.

એમની છાતી પર એક મુક્કો પડે તો ફેફસાનો ભુક્કો થઈ જાય.

એમના માથે ટોપી નહિ અને માથા ઉપર બચુકડા નાના વાળ.

બે પરણેલા અને બે છોકરાં.

કોર્ટમાં દલીલ કરતાં કરતાં દશ વખત પાટલુન અદ્ધર ચઢાવે.

વાદીની સાથે વાત કરતાં પ્રતિવાદી મગજમાં ડોળાય

ચાર પૈસાની આવક નહિ અને દશ પૈસાની ચાહ પીએ.

સિગારેટનો શોખ એમને કોલેજમાંથી લાગેલો.

કહેવાનું રહી ગયું. એમનું ડાચુ ઘણું સુંદર હતું.

એમના બુટ સેકન્ડહેન્ડ હતા.

એમનો કોટ ધોળો પણ ડાઘાઓવાળો હતો.

એમનો રૂમાલ હંમેશાં નાક વચ્ચે ખેંચાતો.

પંદર દિવસના કાગળીયા એમના ખિસ્સામાંથી મલી આવે.

રસ્તામાં ચાલતા ચાલતા એ એક વખત ગબડી પડયા. હતા.

# મહત્વાકાંક્ષા વિ. ફિલસુફી

ફિસ્સુફીને જીવનમાં શું સ્થાન?

માનવી જીવનના જ હીતમાં એ ફિલ્સુફીનો ઉપયોગ કરે એટલી એની જરૂર.

ફિલ્સુફીની સમજ કેટલીય વખત માનવીને વૈરાગ્ય તરફ ધકેલી દે છે. જીવનને નબળું બનાવી મૂકે છે. પોતાના જ જીવનને માટે બેદરકારીને વધારી દે છે.

જગતમાં જન્મ થયો છે તો સુખ દુઃખ આવે જ. સુખ દુઃખને ફિલ્સુફીથી નીરખી સંતોષ અને શાંતિ પ્રાપ્ત કરી લેવામાં જ ફિલ્સુફી જ સમાએલી છે. ફિલ્સુફીથી સુખ ઓછું છે એમ માની દુઃખી થઈ જવું ન જોઈએ. હા! ફિલ્સુફીથી સુખ ઓછું છે એમ માની એને વધારવા યત્નશીલ બનવામાં તો વળી સરસ ફિલ્સુફી ગણાય–એથી મહત્વાકાંક્ષા પોષાય. જીવનના જ હિતમાં–જીવનમાં જ સુખને, પોતાના માટેના સુખને ઉત્કૃષ્ટતાની ટોચે પહોંચાડવામાં એ ફિલ્સુફી ઉપયોગી થઈ પડે.

જીવન ખરાબ છે. જીવવું એ સારૂં નથી. સંસાર અસાળ છે અને ઝેર પીવું છે. આને તે વળી ફિલ્સુફી કહેવાય જ કેમ?

ફિલ્સુફી એટલે તો મહત્વાકાંક્ષાનો ખોરાક. બુદ્ધિનું તેજ. મહત્વાકાંક્ષાના માર્ગમાં એથી મળતો રાહ.

અલબત્ત, ફિલ્સુફ ફિલ્સુફીમાં જ ગૂમ ન બની જાય એ જોવું વળી વધારે જરૂરનું છે!

# સેવા!

કોની?

ગરીબ કે દેશની!

પૂજા !

સ્ત્રી કે પત્થરની ?

માનવ માનવતા ન ભૂલીશ. જીવન જીવવા લાયક બનાવજે. સંસ્કાર સંસ્કૃતિને સમજ. જીવન ધ્યેય ન છોડીશ.

## એક વિચાર

કોણ કહે છે મહત્વાકાંક્ષા સફળ નીવડતી નથી? જીવનની જરૂરીયાતો એજ મહત્વાકાંક્ષા, એ જરૂર સફળતા મેળવી શકે છે. શક્તિ અને સંયમ, ધીરજ અને શાંતિ, જીવન સફળ નથી ?

## સંસ્કારહીન વ્યકિત

ગાળ બોલનારનું માનસ પવિત્ર હોય છે ખરૂં ?

ગાળ બોલનારમાં સંસ્કાર નથી હોતા. એના સંસ્કાર ગાળ બોલનારાઓની વચ્ચમાં જ.

અતિશય પવિત્ર હોવાનો દાવો કરતાં ગાળ બોલનારાઓ સંસ્કારહીન છે. એમની જીભને બાંધી ખીલે લટકાવવાની જરૂર છે.

ગાળ બોલવાથી શો ફાયદો ? એમ જાણવા છતાંય ગાળ બોલવાનું નહિ છોડનાર દુષ્ટ છે.

ગાળો બોલવામાં પણ કેટલાક ગૌરવ લે છે. એમને ફાંસીને માંચડે લટકાવવા જોઈએ.

ગુજરાતી ભાષાને પણ એ ગાળ દે છે. સડસડતા નર્કમાં જઈ એ કેમ પડતો નહિ હોય ?

એક ગાળ બોલવાનું મૂકી દે તો કેડલા બધાં ગાળ બોલવાનું મુકી દે ? એક જણ ગાળ ન બોલે. એ એની આસપાસ ગાળ બોલનારને અટકાવે. આસપાસના સમસ્તને અટકાવે. અને જગતમાંથી ગાળ નાબુદ થાય.

પણ ગાળ બોલવામાં ગૌરવ છે એમ માનનાર મહારથી કદી ગાળ બોલવાનું છોડે ખરો ? એક વાકયમાં દશ ગાળ એ બોલે છે.

હે પ્રભુ ગાળ બોલનારાઓનો ઉદ્ધાર ક્યારે થશે ? ગાળ બોલનાર હસે છે.

મૂર્ખો એને ભાન નથી એની સમાજમાં કેટલી કિંમત છે.

## વરરાજા.

પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. જીવનના સર્વ–ઉત્કૃષ્ટ આનંદને માટે ઘોડો નાલાયક ઠરી ચૂકયો છે. થોડું ભણતર વિક્ટોરીઆ–ઘોડાગાડી તરફ આંગળી ચીંધે છે. વધારે ભણતર એને મોટર બતલાવે છે...સુધરેલાં વિચારોનો ગણાતો યુવક તો આર્ય–સમાજી બની જાય છે...ગમે તેમ હો...પણ પ્રત્યેક વરરાજાના હૃદયમાં રહેલો આનંદ વત્તે–ઓછે દરજ્જે પણ તેમના જીવન–ક્ષેત્રની દૃષ્ટિએ મઝાનો, આનંદનો, મોઝશોખનો કે સાદાઈના આદર્શોમાંનો જ હોય છે એમ કહીએ તો કાંઈ ખોટું નથી. વરરાજાની વિવેકતા...કદાચ માનવીની વિવેકતા જો જીવનમાં સૌથી ઉત્તમ પ્રકારની બની જતી હોય તો તે તેમના લગ્નોત્સવ વખતે. એ વિવેકતાના ખૂણો, એ વિવેકતાનું કારણ તો પેલો હૃદયમાંનો આનંદ જ ને ?

## શિખાઉ–માનવ.

ચાહ પિનાર કરતાં ચાહ નહિ પિનાર વધૂ સન્માનને પાત્ર છે. ચાહ પીવી સારી નથી, તબિયતને હાનીકારક છે, એમ કહેનાર ચાહના ઘણા દુશ્મનો ચાહ નહિ પીવાની બહુ ઓછી તક આવવા દે છે. ચાહ શરિરને સ્ફુરતી આપે છે. ભૂખ મટાડે છે એવાં ચાહના ગુણગાન કરનાર ચાહના હિતેચ્છુઓ ચાહદેવીની કૃપા વગર પોતે જીવી પણ નહિ શકે એમ ઘણી વખત કહે છે ! ચાહ પીવી સારી હોય અગર ન હોય, પણ આજે તો મહેમાનનો પહેલો સત્કાર જો કાંઈ કરતું હોય તો તે ચાહદેવી છે...ખૂદ ચાહદેવી પોતે જ ! અમુક ઢબથી જ ચાહ પીનાર સભ્ય ચાહ દેવીના સાચા ઉપાસક ગણાવા જોઈએ.

વર્તમાન જગત પણ કંઈક નવું નવું હરરોજ શોભાયમાન લાગે તેવું વર્તન ચલાવવાનું માનવીને શિખવ્યાં જ કરે છે. સમાજમાં સભ્ય ગણાતા માનવીની પ્રત્યેક વર્તણુક આકર્ષક હોય છે...અર્થવારી પણ હોય છે. ' શિખાઉ-માનવે ' તે વર્તણુક ગ્રહી લેવાનું ચૂકવું ન જોઈએ.

## ક્યાં છે મહત્ત્વાકાંક્ષા ?

મહત્વાકાંક્ષાને કોઈનીએ સાથની જરૂર નથી. મહત્વાકાંક્ષાની કાર્યશક્તિ પોતાના જીવનને ઉપયોગી લાગતી પળો ઝડપવાનું ચૂકતી નથી. પ્રત્યેક માનવ-હૃદયમાં મહત્વાકાંક્ષા છૂપાએલી છે...ફક્ત એ જાગૃત થવી જોઈએ અને તે પોતાનાથી પોતાનામાં ઉત્પન્ન કરાવાએલી શ્રદ્ધાથી, અગર બીજાથી અપાએલી સતત પ્રેરણાથી જાગૃત થઈ શકે છે.

## અપમાન

તમને અપમાન કરવાની કે કોઈની વસ્તુની કે સ્વભાવની નિંદા કરવાની ટેવ હોય તો તમારી જ વસ્તુ અને તમારાં જ સ્વભાવની નિંદા સાથે તમારૂં જ અપમાન કરો તો કોઈક દિવસ પણ તમારો ઉદ્ધાર થશે. માનવીની પ્રકૃત્તિ જીવનના કેટલાંક પ્રસંગો વખતે એવી બની જાય છે કે એના જીવનમાં નીતિ અને અનીતિના ભેદ વચ્ચેની રેખા ક્યાં દોરવી તેની પણ સમજ પડતી નથી.

## ફિલ્સુફી

ઘડીએ પલ્ટે પલ્ટાતી માનવ-લાગણીઓનું પૃથ્થકરણ કરવામાં આવે તો માનવી એ મહાન-મૂર્ખ છે. જીવન એટલું બધું વ્યવસ્થિત લાગે છે કે એમાં વિચારને સ્થાન જ નથી. સમાજમાં માનવની ગોઠવાય ગએલી આ અવ્યવસ્થિ સ્થિતિ ભલે ફિલ્સુફ-દૃષ્ટિએ અવ્યવસ્થિ લાગતી હોય પણ જ્યાં સુધી સમાજ રચનાની અંદર ગુંથાએલો માનવ વિચાર કરવાનો વખત મેળવી લેતો નથી ત્યાં સુધી એની લાગણીઓ ખૂબ જ બલવત્તર રહ્યા કરે છે. અને જ્યાં સૂધી માનવ

જીવનમાં લાગણીઓને વિચાર વગરનું સ્થાન છે ત્યાં સુધી માનવને આઘાત અનુભવ્યા જ કરવાનો છે. અને આઘાત જીવનને કેટલું બધું ખરાબ કરી મૂકે છે એ તો જાણીતી જ વાત છે. જીવનને ખરાબ કરવા માટે પણ માનવીને એક મહાન જવાબદારીને નહિ સમજવા બદલ સમાજ આગળ ગૂન્હેગાર તરીખે રજુ થવું પડે છે. વિચાર નહિ કરવાની એક જ ભૂલ જીવનમાં ન સમજાય તેટલી ભયંકર ભૂલો કર્યા જ કરે છે.

## શ્રીમંતનો નવો—છૂપો સિદ્ધાંત.

'ગરીબને સિદ્ધાંતવાદી બનવાનો અધિકાર નથી. ગરીબ સિદ્ધાંતવાદી બને એ...શ્રીમંતને ગમતું નથી માટે...' શ્રીમંતના હાથમાં સત્તા છે અને તે સહેલાઇથી સિદ્ધાંતવાદી ગરીબને અસિદ્ધાંતવાદી બનાવી શકે છે. ગરીબને સિદ્ધાંતવાદી બનવું હોય તો પહેલાં એણે શ્રીમંતના સિદ્ધાંતોને જાણી લેવા જોઈએ. એટલું ન ભૂલવું જોઇએ કે શ્રીમંતના મુખ્ય સિદ્ધાંતો તો મૂડી ઉપર જ રચાએલા હોય છે. ગરીબે પોતાની ગરીબાઈને અદ્ધર રાખી આવા શ્રીમંત સામે સિદ્ધાંતવાદી બનવું જોઈએ. અલબત્ત ! શ્રીમંતના હાથ નીચેનો એ ગરીબ હશે તો એને સહન કરવું પડશે. પણ સિદ્ધાંતવાદી બનીએ એવી વફાદારી દૂર થવા જોઈએ નહિ. જો વફાદારી દૂર નહિ થાય તો શ્રીમંતની મગદુર નથી કે એ એના મૂડી પરના રચાએલાં સિદ્ધાંતોનો અમલ ચલાવી શકે ! સિદ્ધાંતવાદને વફાદારી સાથે જેવો સબંધ છે તેવો જ સબંધ તેને નમ્રતા સાથે પણ છે. નમ્રતા વગરનો સિદ્ધાંતવાદ નબળો છે, અલબત્ત ! જરૂરીયાત વખતે નમ્રતાને સ્થાને આવેશને કેટલાંક કડક સિદ્ધાંતવાદીઓ આવકારી લે છે...પણ એ નમ્રતા વગરનો સિદ્ધાંતવાદ જડ છે. નમ્રતાના સિદ્ધાંતવાદથી મૂડીનો સિદ્ધાંતવાદ હારવાનો નથી એ ચોક્કસ માનવું. મૂડીના સિદ્ધાંતવાદને નમ્રતાના સિદ્ધાંતની જરૂર હશે તો એ શ્રીમંત એને ખુશીથી પોતાની મૂડી ઉપર નચાવશે !...હું તો એમ

માનું છું કે જગતમાંનો સાચો સિદ્ધાંત જો માનવીએ મેળવવો હોય તો બીજા અનેક નવા સિદ્ધાંતોને એણે અપનાવવા પડશે. જગતમાં એક મુખ્ય સિદ્ધાંત છે અને તે મૂડીના મૂડીવાદીની જાણમાં હોય છે. નીતિના નવા સિદ્ધાંતો ઉભા કરી માનવી મૂડીવાદી બની એ સિદ્ધાંતને જાણવા પ્રયત્ન કરે તો જ એ સિદ્ધાંત સમજી શકાય એમ છે. એટલે હવે પ્રત્યેક ગરીબ, સામાન્ય સ્થિતિવાળો, ગમે તે હોય, એક મૂડીવાદના છૂપા સિદ્ધાંતને જાણવા ખાતર મૂડીવાદી બનવાને કમર કસે. કેમ ? અનુભવ, અને તે પણ જાતીય અનુભવ વગર જ્ઞાન મળી શકતું નથી... જગતના આ એક સિદ્ધાંતમાંથી માનવી, નવા સિદ્ધાંતની શોધ કરવાનું ભૂલતો નહિ. શ્રીમંતનો નવો સિદ્ધાંત, છૂપો સિદ્ધાંત જાણવા માટે બીજો કોઈ રાહ નથી.

## સંસ્કાર ભેદ

અસંસ્કારી અને સંસ્કારીમાં ભેદ ક્યાં ? અસંસ્કારમય વાતાવરણમાં અસંસ્કાર જેવું કાંઈ હોય તો તે અસંસ્કારીઓને દેખાતું નથી. અસંસ્કારીઓથી જરા વધારે કેળવાયેલ આવાં અસંસ્કારમય વાતાવરણમાં આવે ત્યારે અસંસ્કારી અને સંસ્કારી, અસંસ્કાર અને સંસ્કારનું એક પ્રતિબિંબ રજુ થાય છે. વધારે કેળવાયેલ એટલે વધૂ લાગણીવંત, વધૂ બુદ્ધિવંત–અસંસ્કાર અને સંસ્કાર જુદાં રહેતાં જ નથી. જુદાં રહે તો, જુદા ગણવામાં આવે તો એમાં નર્યો આદર્શવાદ અને તે પણ દંભી–આદર્શવાદ. અસંસ્કાર અને સંસ્કારનું ભેગું ઉત્પન્ન થતું પ્રતિબિંબ તે સાચો વાસ્તવવાદ. આદર્શવાદને દંભી કહેવો પડ્યો છે કારણ કે અસંસ્કાર અને સસ્કારને જુદાં સ્વરૂપો નથી... મહા પુરૂષો કહી ગયા છે ને આદર્શવાદ એ વાસ્તવવાદ નહિ હોય પણ વધૂ કેળવાયેલ–લાગણીવંત–બુદ્ધિશાળી માનવ સિદ્ધાંતવાદી બને તો અસંસ્કાર, અંસંસ્કારીતામાંથી સંસ્કાર અને સંસ્કારીને ઉત્પન્ન કરી શકે...સિદ્ધાંતવાદને ક્રાન્તિનું એક સ્વરૂપ ગણી શકાય. સિદ્ધાંતો એક

બીજાની લાગણીઓ ઉપર અસર કરે છે. અને તેથી સિદ્ધાંતવાદી ક્રાન્તિકાર પણ ગણી શકાય.

## નીતિનો શિષ્ટાચાર–આદર્શ

ઘણા કુંવારા યુવાન યુવતીઓને બીજાઓના પતિ–પત્નીના ખાનગી પત્રો વાંચવાની ખૂબ જ જીજ્ઞાસા રહ્યાં કરે છે. પતિ–પત્ની પરણેલાં હોય તો તો સારૂં ! પણ એ ખાનગી પત્રો દ્વારા એ પ્રિયા–પ્રિયતમ, પતિ–પત્ની બનવાના હોય તો તો એ ખાનગી પત્રો પ્રિયા–પ્રિયતમની દૃષ્ટિએ અતિશય ખાનગીમાં ખાનગી વસ્તુ છે. એ પત્રો ખાનગી હોય અગર ન હોય, પેલાં કુંવારા યુવક યુવતીઓને એવા પત્રો વાંચવાના મળે તો તેઓને જીવનના મીઠા પ્રસંગોની છૂપી છૂટી ખાટી મીઠી વાતો જાણવાની મળે. અને એથી જેટલાં ખુશી એ પતિ–પત્ની કે પ્રિયા–પ્રિયતમ થતાં હશે એટલાં જ ખુશી પેલાં યુવાન–યુવતીઓ થવાના...અને પછી ? પોતે પણ સ્વૈર વિહારી બનવાના ! એ સ્વૈર વિહારના ભાવિ તરંગોમાં તેઓ પણ મસ્ત બની જાય છે. જીવનમાં કંઈક જાણવાની દૃષ્ટિએ એ કુંવારા યુવક યુવતીઓને એવો ખાનગી પત્રો વાંચવાનું મન થતું હોય તો તો સારૂં. જીવનનું પ્રત્યેક ઉપયોગી પગલું ઈચ્છિવાયોગ્ય છે એમ ઘણા મહાન પુરૂષો કહી ગયા છે માટે જ એવાં ખાનગી પત્રો વાંચવાનું સારૂં !! બાકી ‘ નીતિનો શિષ્ટાચાર–આદર્શ ’ એમ કરવાની ના કહે છે.

## પરમાત્મા

જીવનને બે વિભાગો છે. એક પ્રેમનો વિભાગ અને બીજો દંભનો ! માનવની આંતર જીવન સૃષ્ટિમાં પ્રેમનો વિભાગ સમાએલો છે, લાગણીઓનો વિભાગ સમાએલો છે અને નીતિ એમાં અખંડ છે. માણસની બાહ્ય–સમજ–સૃષ્ટિમાં દંભને સ્થાન છે, બાહ્ય સૃષ્ટિમાં જીવનાર માનવી આંતરસૃષ્ટિમાં જીવનારને ‘ પાગલ ’ કહે છે–એના

સામું જોઈને તે હસે છે. અને આંતર-સૃષ્ટિમાં જીવનાર માનવ કેટલીક વખત બાહ્ય સૃષ્ટિમાં જીવનારને 'જડ' હૃદયી કહે છે...તો આમાં નીતિવાન કોણ?

આંતરસૃષ્ટિમાં જીવનાર કોઇ માનવ-વ્યક્તિ બાહ્યસૃષ્ટિમાં જીવનારને, દંભી પણ ન કહે, જડ-હૃદયી પણ ન કહે...પણ એના તરફ લાગણી બતલાવી એટલું બોલે કે 'ગરીબડો!'

હવે તો આંતરસૃષ્ટિમાં જીવનાર નીતિવાન ગણાવી શકાયને? બાહ્યસૃષ્ટિમાં જીવનાર માનવી પણ એમ કેટલીએ વખત આંતરસૃષ્ટિમાં જીવનારના બાહ્યરીતે લાગતાં ભોળા જીવન તરફ દૃષ્ટિ કરી કહે છે-કહે છે જ કે 'અનુભવ વગરનો' તો એ પણ નીતિવાન? જાણે જગતમાં કોઈ નીતિવાન લાગતું જ નથી, નહિ? માનવ જીવનમાં એવી કેટલીક પળો જ આવી જાય છે કે માનવી જ્યારે નીતિમય, સંપૂર્ણ રીતે હોય છે. એવી પળોમાં જ્યારે માનવી હોય ત્યારે જ એને નીતિવાન કહી શકાય, લાગણીઓમાં સત્ય હોય ત્યારે જ માનવી પોતાના આત્મા ઉપર કાબુ મેળવી શકે છે. ના. રે ના. માનવી આત્મા ઉપર કદાપી કાબુ મેળવી શકે ખરો? એનો નીતિમય માનસિક વિકાસ...કહીએ તો લાગણીઓમાંનું રહેલું સત્ય માનવ આત્માને કાબુમાં રાખી શકે છે, લાવી શકે છે. આત્મા જ આત્માને સંયમમાં રાખી શકે છે એમ કહીએ તો પણ ચાલે.

જીવનના દંભી વિભાગમાં આત્માને સ્થાન ક્યાં? જીવન એ આત્મ-ઐકયતા માટે છે...આત્મા ઐકયતા ઇશ્વિર સાથે કરવાની છે. ઇશ્વિર જગતના પ્રત્યેક હૃદયમાં અખંડ આત્મા તરીકે રહે છે. માનવીએ માટે જ પ્રત્યેક માનવના આત્મા સાથે ઐકયતા મેળવવાની છે. સૌ સૌ જ્યારે પોતપોતાના આત્માને સમજી શકતાં બનશે ત્યારે જ જગતમાં આત્માની ઐકયતા જેવી કોઈ અદભ્ય લાગતી ભાવના અસ્તિત્વમાં આવશે. જીવનના લાગતાં બે વિભાગો ત્યારે જ ઐકય-

તામાં આવી જશે. અગર તો જીવનના એ બન્ને વિભાગો ઐક્ય બની જશે ત્યારે જ જગતમાં આત્મ–ઐક્યતા અસ્તિત્વમાં આવશે.

કલ્પનાની આ ભાવનાને સાચા સ્વરૂપમાં દેખતાં તો હજુ લાખો કદાચ કરોડો વર્ષ વીતી જશે...અને ત્યારે તો સૃષ્ટિનો નાશ પણ થઈ ચૂક્યો હશે! સૌના આત્માઓ, જુદા લાગતાં આત્માઓ ઐક્યતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે પછી સૃષ્ટિની જરૂરીયાત શી? જરૂરીયાત હશે તો કોઇ નવી સૃષ્ટિ તેઓ વસાવશે! એ બની ચૂકેલું એક જ સ્વરૂપ તેને જ માની લઈ કે પરમ્–આત્મા...પરમાત્મા! પરમાત્મા કે ઇશ્વરનો જો બીજો કોઈ અર્થ થતો હોય તો ખબર નથી માટે બીજો કોઈ અર્થ થતો પણ નથી. પરમ્–આત્મા એટલે આ ઐક્યતા મેળવી ચૂકેલ મહાન આત્મા. માનવ જીવન મહાન આત્માને ઇચ્છે છે. માનવી એ મહાન આત્માને પોતાનામાંથી ઉત્પન્ન કરી શકે છે માટે માનવી પણ પરમ્–આત્મા. વિશાળ સહૃદયતા એટલેજ મહાન–આત્મા,–પરમ્–આત્મા, નહિ? માનવી આમ પરમ્–આત્મા બને ત્યારેજ તેને નીતિવાન ગણી શકાય કારણ કે અનીતિ જેવું વર્તન પણ પછી એને કોઈની સાથે ચલાવવાનું રહેતું જ નથી. કદાચ અનીતિનો વિચાર પણ ન આવે.

સહૃદયતાનો જીવનમાં અખતરો કરીએ તો એ ધીમે ધીમે ટેવ બની જશે...એ ટેવ વિશાળ સહૃદયતા પ્રાપ્ત કરશે...અને પછી એ ટેવ માનવીને પરમ્–આત્મા પણ બનાવશે.

માનવ જીવનમાં આ 'સહૃદયતા'–વ્યાપક–બને એટલે જે સ્વરૂપ પ્રગટ થાય તેજ ધર્મ. ધર્મનો બીજો કોઈ અર્થ છેજ નહિ. વંશપરંપરા સુધી આ સહૃદયતા ટકી શકતી નથી. વંશપરંપરા સુધી આ સહૃદયતા ટકી શકતી નથી અને એટલેજ ધર્મની સંસ્કૃત્તિ અખંડ રહેતી લાગતી નથી. વંશપરંપરા સુધી એવી સહૃદયતાની ધર્મની સંસ્કૃત્તિ અમર રાખવી હોય તો વારસોમાં સહૃદયતાના

સંપૂર્ણ સંસ્કાર માનવીએ મૂકવા જ જોઈએ. વારસો સહૃદયતાની સંસ્કૃત્તિ સાચવી શકતા નથી કારણ કે તેમને એવી સંસ્કૃત્તિ સાચવવા માટેનો આદેશ મળ્યો નથી. માતા પિતા એટલો આદેશ આપી શક્યા નથી માટે સહૃદયતાના ધર્મના સંસ્કારના થતા જતાં નાશને માટે માતા–પિતા–માનવ સિવાય બીજું કોઈ જવાબદાર પણ નથી!

'સબ હી એક સમાનનો' આદેશ તો ઘણાએ મહાત્માઓ આપી ગયા છે પણ માનવ પોતે જ પોતાના વારસોમાં એ આદેશ ઉત્પન્ન નથી કરતાં...નથી કરી શકતાં અને એ ગુન્હેગારીથી મહાત્માઓની જગતમાં સહૃદયતાથી સૌને પરમ્–આત્મા સાથે જોડી દેવાની ભવ્ય કલ્પનાઓ જેટલી ઝડપથી ઘડી કાઢવામાં આવી હોય છે તેટલી જ ઝડપથી તે બધી નાશ પામે છે નિષ્ફળ જતી દેખાય છે. કહીએ તો ચાલે કે મહાત્માઓ નિષ્ફળ નીવડ્યા છે.

માનવી સહૃદયતામાં માનતો બને તો એણે સહૃદયતાને બરાબર સમજવાની છે. સહૃદયતાને બરાબર એ સમજે તો એના વારસોને એ સહૃદકતા જરૂર અર્પણ કરી શકશે–બાકી અંધશ્રદ્ધાથી અગર મહાત્મા એમ કહે છે માટે એમ કરવાથી સહૃદયતા કાયમને માટે અખંડ રહી શકતી જ નથી.

અખંડ સહૃદયતા એટલે 'પરમાત્મા'

## મસ્કાખાંધુ

મસ્કામાં ભલે બધાં માખણ કે મલાઈ સમાએલાં હોય એમ માનતા હોય પણ મસ્કો સ્વાર્થથી ભરેલો ન હોય અને બીજાઓની નજીક પરાણે જવા માંગતો ન હોય તો તે મસ્કો ઇચ્છવા યોગ્ય છે, આવકારને પણ પાત્ર છે! મસ્કો કહેવો કોને? જગત પોતાની વૃત્તિના માનસને મસ્કો કહેતું નથી પણ બીજાંઓનાં વર્તનમાં તેઓને મસ્કો દેખાય છે. પોતાનું માનસ બીજાંઓમાં મસ્કો દેખે છે માટે પોતાનું

માનસ એ જે દેખે છે એ એનાં માનસનું પ્રતિબિંબ છે. માનસશાસ્ત્ર એમ કહે છે, માટે એટલું તો નક્કીજ કે પોતાના માનસમાં મસ્કો હોવા જોઈએ. બીજાઓમાં મસ્કા દેખનાર પોતે જ મસ્કાખાંધુ નથી? જે મસ્કો બીજાંઓની મનોવૃત્તિને ઉશ્કેરે નહિ તે મસ્કો નથી. જે મસ્કો બીજાંઓની લાગણીઓને પોતા તરફ આકર્ષી શકે એ મસ્કો નથી. તો મસ્કા કયાં હશે?

## યુવક અને યુવતી

કૉલેજમાં ભણતી યુવતીને અતિશય લાગણીથી 'કેમ બહેન?' કહેનાર તરફ કૉલેજ યુવતી યુવકની બેવકુફાઈ તરફ હસે છે! 'હે મિત્ર' કહેનાર પૂરાણા જમાનાનો સંસ્કૃત્ત અભ્યાસમાં મગ્ન રહેતા યુવકને યુવતી એના યુવતીમંડળમાં, ચર્ચાસ્પદ યુવક બનાવી દે છે. કૉલેજ યુવતીને 'Darling' કહેનાર હિંમતવાન યુવાનને, કૉલેજ યુવતી ચંપલનો સ્વાદ સમજાવે છે. કૉલેજ યુવતી સામે જોઈ મીઠું મીઠું હસનાર તરફ એ વિદુષી આંખોના ડોળા કહાડે છે. કૉલેજની યુવતીને શું કહી બોલાવવી તે સમજાતું નથી! અરે પણ...કૉલેજ યુવક પણ ઘણો બાહોશ હોય છે. કયાં તો કૉલેજ યુવતીના નામમાં તેઓ કંઈક એવો ફેરફાર લાવશે કે જે તેમના દિલને બહેલાવે! કયાં તો કોઈ યુવતીના નામમાં વળી અપભ્રંશ ઉત્પન્ન થાય, તો કોઈ યુવતી યુવકને 'ફઈબા' કહે, યુવકો અને યુવતીઓ એક-બીજાંના નવા નામો જે પાડતાં હોય છે તે ઘણાં જાણવા જેવાં અને એમને એકલાને નહિ પણ બીજાંઓને માટે પણ હાસ્યમય હોય છે. કૉલેજ યુવક યુવતીઓમાંથી પણ બાળક બાળકીના આનંદના તત્ત્વો ઘણાં જડે છે. યુવાન બાળક લાગે છે. વૃદ્ધ પણ હસતો હોય છે ત્યારે બાળક જ હોય છે. નિર્દોષ હાસ્ય એકલા બાળકમાં નથી હોતું. આખા માનવસમૂહમાં હોય છે. અને એ હાસ્ય જો તેજસ્વી

ભાવનાથી રંગાએલું હોય તો? અને એ રંગાટ પણ યુવાનીમાં જ મેળવી શકાય.

ભૂલેચૂકે પણ જો કોઈ કૉલેજ યુવતી કોઈ પણ કૉલેજ યુવક સામે જોઈ જરા હસે તો આખી કૉલેજમાં એ બન્ને સંસ્કારમૂર્તિઓ સામે સંસ્કારમય અગર સંસ્કારહીન આંગળીઓ ચિંધાય છે. કૉલેજમાં ભણતા વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓમાંથી ઘણો મોટો ભાગ કૉલેજના જ અભ્યાસ ઉપર પ્રગતિ કરતો હોય છે. 'મશ્ગુલ' બનવામાં જ એમનો ઘણો ખરો વખત ચાલ્યો જાય છે...અને એટલે જ યુવાન સમૂહમાં આશા અને મહત્વાકાંક્ષા આવતી કાલને માટે જ હોય છે. ઉછળતા લોહીની મહત્વાકાંક્ષા ઉચ્છૃંખલતામાં અનેક ભૂલો કર્યાં પછી શાંત બનતા માનસ સાથે, મરી જાય છે. આવતી કાલની મહત્વાકાંક્ષા આજની બનશે ત્યારે જ જીવન સફળતા અનુભવશે. શરૂઆતની નિષ્ફળતાઓ જ ભાવિની સફળતાઓ હોય છે.

જેટલી ઠોકરો મોડી વાગે છે એટલીજ સફળતા દૂર જાય છે, જેટલી ઝડપથી ઠોકરો વધૂ વહેલી વાગે છે તેટલી જ ઝડપથી નિષ્ફળતાઓ વધૂ સમજાય છે. નિષ્ફળતાઓ વહેલી સમજાય એટલે સફળતાઓ પણ વહેલી જ આવેને? કૉલેજના યુવક યુવતીને આમાંનું કાંઈ કોઈ કુચ બિસાતમાં પણ નથી.

## નાજુક ચશ્મે-ઢબ

ઘણાખરા ચશ્મે ઢબ યુવક યુવતીઓ એમ માનતાં જ હોય છે કે ચશ્મા પહેરવાથી વળી અવનવું વ્યક્તિત્વ પ્રગટે છે. એવું જો કોઈ વ્યક્તિત્વ પ્રગટ થતું હોય તો એમણે ચશ્મા પહેરવાં જ જોઈએ, એમ કહેવાની જરૂર નથી. વ્યક્તિત્વને પ્રગટાવવાની હોંશમાં ઘણખરા ચશ્મે ઢબ બને છે પણ ખરાં. પણ વ્યક્તિત્વ માટેની જોઈતી અક્કલ તો તેમનામાં હોતી જ નથી.

વર્તમાનયુગમાં હવે ચશ્મા–ઢબ બની ફરવામાં સુધારકપણાના તત્વો યુવક–યુવતીઓને દેખાય છે. આંખોમાં દર્દ ન હોય તો પણ ચશ્મે–ઢબ બનવામાં એમને મોઝ દેખાય છે. અને એવી પોતાની મોઝ–પોતાની રસિકતાને પોષવી તો જોઈએ ને?

અતિશય આંખના ઉપયોગના બોજા નીચે આવ્યાં સિવાય પણ વર્તમાનયુગના નબળાં અને હરઘડીયે માંદા પડતાં યુવક–યુવતીઓને પણ આંખનું દર્દ ઘણું જ જલ્દીથી લાગુ પડી જાય છે. ઘણી જ જલ્દીથી તેઓ ચશ્મે–ઢબ બની જાય છે.

અતિશય વાંચનમાં કે લખવામાં આંખનો ઉપયોગ કરનારા ઘણા તંદુરસ્ત કારકુનો કે અમલદારોને ચશ્મે–ઢબ નથી બનવું પડતું એ જોઈને પણ ચશ્મે–ઢબ યુવક યુવતીઓને સ્હેજ આશ્ચર્યમાં પડવું પડે છે. આથી જો તેઓને તેમની તંદુરસ્તી માટે નફરત ઉપજતી હોય તો તો ઘણું સારૂં.

કોઈ ચબાવલો યુવક ચશ્મે–ઢબ યુવતી કે યુવકની મશ્કરી કરતાં એ નબળાં દેહધારીઓએ પહેરેલાં એમનાં જાડા–કાચના ચશ્મા માટે પ્રશ્ન કરે અને એ નાજુક દેહધારીઓને એમના દીલમાં સ્હેજ પણ વેદના થઈ જતી હોય તો પણ છેવટે કાંઈ નહિ તો એમના દેહનો કદાચ ઉદ્ધાર થઈ જાય એવી આશા તો રાખી શકાય ખરી, નહિ?

ચોવીશે કલાક ચશ્મા પહેરતાં નાજુક દેહધારી, એમની દર્દી–આંખ ઉપરથી ચશ્મા ઉઠાવી લે ત્યારે એમની આંખો જોવાની ખૂબ ગમ્મત આવે છે. એમની આંખો મલક, મલક થતી હોય છે. આસ-પાસમાં સાવ અધારૂં તો દેખાતું નહિ હોય ને? નજીકનું બરાબર એમને ન દેખાતું હોય અને એમને નજીકનું બરાબર જોવા માટેના ચશ્મા હોય અને એ ચશ્મા એમણે ઘડીભર ઉતારી કાઢયા હોય ત્યારે જ બસ ત્યારે જ નજીકનું જોવા એમની આંખો હલક–મલક

હાલતી હોય છે. એજ પ્રમાણે દૂરનું જોવા કોઈ યુવક–યુવતી કે માનવીની આંખો કંઈક અંશે નાચતી જ હોય છે.

ચશ્મા લગાવવાથી વ્યક્તિત્વ ઉત્પન્ન થતું હોય તો હવે સૌ કોઈ ચશ્મે–દ્રષ્ટ બને.

## શેઠ અને નોકર

શેઠની હાજરી નોકરને વ્યવસ્થીત બનાવે છે. અસ્વસ્થતામાં પડેલાં નોકરને શેઠ જરા બે શબ્દો કહે તો નોકર ધ્રૂજી ઊઠે છે. જ્યાંસુધી નોકર અને શેઠ વચ્ચેના ઉત્તમ અને નીચાણ દર્શાવતા વિચારો અને વર્તનો અદૃશ્ય નહિ થાય ત્યાં સુધી નોકર અને શેઠ વચ્ચે અસ્વસ્થતા અને અસભ્યતા, સંસ્કાર અને અસંસ્કાર બધુંએ જણાવવાનું. નોકરની સંસ્કારી સામાન્ય અજ્ઞાનતા અને અતિશય નમ્રતાનો લાભ લેવાનું શેઠ ભાગ્યે જ ભૂલે છે. બીચારો નોકર ! શેઠની કૃપા નજર સદાએ ઈચ્છયા કરે શેઠની આંખમાં નોકર કેટલીએ વખત ક્રોધનો ધ્રુજારો દેખે છે. અને તે દેખાતો ધ્રૂજારો આપોઆપ તે પોતે અનુભવતો હોય તેમ તેને તે વખતે લાગે છે.

કોઈ પ્રસંગે સાધારણ કારણથી નોકર ખુશ થઈ જતો હોય તો શેઠ એવાં પ્રસંગને પોતાની સભ્યતાના સંસ્કારમાં અપનાવી લેવાનું ભૂલતા નથી.

ભલા શેઠ ! શા માટે એટલું પણ ભૂલી જાય છે કે નોકરની કાર્યશક્તિ ઉપર તારી શેઠાઈ લટકી રહી છે. કાંઈ નહિ તો શેઠ, શેઠ નોકરની લાગણીઓને ધ્યાનમાં રાખતાં બની જાવ. તો પાર થઈ ચૂકેલો તમારો 'એડો ' સૂવર્ણનો મેડો ઘડીવારમાં બની જશે. કેમ ? નોકરની લાગણીઓ સચવાય એટલે સ્પષ્ટ છે કે નોકરમાં કોઈ અનેરો અજબ ઉત્સાહ પ્રગટવાનો.

શેઠ અને નોકર, મૂડીવાદી અને શ્રમજીવી પરસ્પર વિચારતી નહિ બને તો ક્યાં તો મૂડીવાદને નાશ કરવા શ્રમજીવીઓ, તૈયાર

થએલાં શ્રમજીવીઓ વધૂ સંગઠીત બની મજબૂતાઈ મેળવશે...અગર પછી તો મૂડીવાદી એડી નીચે જ શ્રમજીવીઓ કચડાઈ જશે. ફક્ત એકલી મૂડીના પીઠબળના જોરે.

પણ હવે એવું બનવું અશક્ય છે. મૂડીવાદ અને શ્રમજીવીઓના સાથ સાથે પ્રગટ થતો પ્રજાવાદ,—લોકસત્તા મૂડીવાદ અને શ્રમજીવીઓની લગામ પકડી રાખશે...પણ અત્યારે તો સહેજ જણાઇ આવે છે કે મૂડીવાદ તરફ લોકશાહી લોકશાહીની લગામ જરા ઢીલી અને શ્રમજીવીઓ તરફ જરા વધારેલી ખેંચાએલી દેખાય છે. કદાચ કાયદાઓના–સરકારી કાયદાઓના ઘડતરથી મૂડીવાદી સમજશે અને ખેંચાએલી લગામ ધીમી સાધારણ ઢીલ તો મેળવશે.

રે નસીબ ! નોકર તે નોકર–બીચારો અભણ ! અને શેઠ તે શેઠ પછી તે અભણ હોય કે ભણેલો હોય–ગમે તેમ હો એ શેઠ છે. પણ એને હૃદય તો હશે જને ? તો નોકર એ પણ માનવ છે. જે સિદ્ધાંતો આગળ કરે છે તે જ અગર તેવાં જ સિદ્ધાંતો નોકર આગળ કરે તો ? નોકરની શી દશા ?

ક્યાં તો નોકર નોકરી છોડે, રાજીનામું આપી દે અગર 'ઘણીંવાર માફી માગે '

નોકર અને શેઠ વચ્ચે ભાવનાવાદી–આદર્શ સિદ્ધાંતો જન્મ પામશે ખરાં ? આ વર્તમાનમાં તો નહિ જ કારણ ? શેઠ પોતે જ ભવિષ્યકાળ આંગળી ચીંધે છે. અને કહે છે 'જોઇશું.' વાહરે શેઠ ! તારી શેઠાઈશાહી બેપરવાને પણ લાખ લાખ વંદન !

## શેઠાઇની મ્હોટાઇનો પ્રભુ !

કેટલાક પૈસાદારી શેઠીઆઓ પોતાના ઘરમાં કોઈ જણાવ્યા વગર દાખલ ન થઈ જાય તેટલા માટે બહાર બારણા આગળ કોઈ મળવા આવ્યું છે અગર આવવાનું હોય તો તેટલા માટે...ગમે તેમ

હોય...પોતાને સૂચના આપતી એક ઘટંડી (Ring-bell) રાખે છે. આવનારને એથી બૂમો પાડવાનું મટી જાય છે. આળસુ શેઠને સતત વાગતી ઘંટડી લાંબે વખતે જાગૃત કરે છે. શેઠ જો મળવા આવનાર પોતાને જરૂર વગરની વ્યક્તિ હોય તો ખોટો ચિઢાઈ જવાનો ડોળ શરૂ કરી દે છે. આર્થિક અગર બીજાં ગમે તેવાં પોતાના સ્વાર્થને ખોરાક રૂપ લાગતી કોઈ વ્યક્તિ હોય તો શેઠ હસીને વિવેક દર્શાવે છે. અપ્રમાણિક બનતા આ શેઠનો આવો વર્તન-વિવેક નૈતિક દૃષ્ટિએ ભયંકર ગુન્હા પાત્ર છે. આવનાર વ્યક્તિ ઘટંડી વગાડીને એટલી બધી કંટાળી ગએલી હોય છે કે એને શેઠના આવાં વર્તન વિચિત્ર વર્તનની સ્હેજે ગમ પડતી નથી. આવનારની નજરે શેઠ જ્યાં સુધી મ્હોટા માણસ છે ત્યાં સુધી એવી કોઈ ગમ પડવાની પણ નથી. આવનારની દૃષ્ટિએ જ્યારે શેઠ પોતાના જેવો જ 'સાધારણ-માંનવ' જણાશે ત્યારે આવનારને શેઠને સૂચના આપવા માટે ઘંટડીનો સતત ઉપયોગ નહિ જ કરવો પડે. કદાચ આવા વખતે યાંત્રિક-ઉપયોગીતાનો નાશ થઈ ગયો હશે. આવનાર મહેનાન અને શેઠ એ વખતે સામસામા ભેટશે. આવનાર મહેમાનની એક જ બૂમે અચૂક રીતે શેઠ બહાર દોડચા આવવાના. આવતાં યુગના આ સ્વપ્ના સાચાં હોય તો ભલે આવતો યુગ સત્ય-યુગ બને !

પણ આજના 'રીંગ-બેલ' વગાડતાં દુઃખી મહેમાનનું હૃદય શેઠ દુભાવી રહ્યાં છે તેનું શું? આવા પ્રશ્નાર્થનો જવાબ શેઠ આપી શકવાના નથી, એટલે હવે શેઠ પાસે આનો ન્યાય માંગવો, એટલે શેઠના મનથી તો લૂખ્ખૂ હસવા બરાબર છે...તો હવે શું કરવું?

વર્તમાન યુગમાં શેઠના ત્યાં મળવા આવનાર મહેમાનોને શેઠ આંજી નાખવાના પ્રયત્નો ના કરે તો શેઠને 'શેઠ' કોણ કહેશે? 'શેઠ સાહેબ કોણ કહેશે?' 'જી સરકાર કોણ કહેશે?' અને આવા વખતે તો કેટલાક શેઠીઆ ખીલ-ખીલ હસી ઉઠે છે! પોતાની

જાતને ધનભાગ્ય—અહોભાગ્ય માની લે છે. કેટલાંક વળી ઉંચે—ઉંચી ડોકે હજુએ વધૂ 'માખણની' જાણે માંગણી કરી રહ્યાં હોય તેમ ઘડીભર એક લાલસા દર્શાવતું દશ્ય ખડું કરે છે. આમાં કોઈ શેઠના આં શેઠની માનસ—પ્રકૃત્તિને ઠેકાણે લાવવા જો કોઈ ત્યાં જઈ શકતું હોય તો તે સરકારી—અમલદાર!

એને રીંગ—બેલનું બટન દબાવવું પડતું નથી. એણે તેડેલી જાડી છાબડા ટોપીનો રૂઆબ એની ગૌરવભરી કૂદકા ચાલમાં ભવ્ય રીતે ઉમેરો કરી શેઠની મ્હોટાઈ ઉપર અમલદારીનો ભપકો લગાવી દે છે. શેઠ અંજાઈ છે. હબકી જાય છે.

'જી. જી. આવો બેસો!' કરી મૂકે છે.

અમલદાર જો થોડું અંગ્રેજી—હિંદી કે પરશીયનનો જાણકાર હોય તો શેઠને પોતાની ફેંક—બાજીનો બીજાને ખ્યાલ ન આવે એ પ્રમાણે ઉપયોગ કરતાં કાયદાની કલમો ગણાવતો, શેઠને આશ્ચર્યમાં મૂકી દે છે. શેઠને પોતાને એમ લાગે કે પોતે ક્યાંક ગુન્હેગાર છે તો શેઠના પગસરવળે છે. શરીર ધ્રુજે છે. માથા ઉપરની પાઘડી હાલી ઉઠે છે. ખેશ વડે શેઠ હવા ખાવા માંડે છે. પ્રસ્વેદ બિંદુઓ લૂંછતા વળી બોલી જાય છે 'અરે પ્રભો!' શેઠની મ્હોટાઈ ચાલી ગઈ. આ અમલદાર તો શેઠનો પ્રભો નહિ હોયને?

વર્તમાન યુગમાં આવાં અમલદારી મહેમાનની જરૂરીયાત આવા શેઠાઈની મ્હોટાઈ દર્શાવતાં માનવી માટે ઘણો ઉપયોગી છે.

પોતાનાં કોઈ કાર્યને ખાતર મળવા આવનાર પેલાં મહેમાન કરતાં આવા અમલદાર મહેમાનનું કાર્ય અગત્યનું અને તાત્કાળનું હોવુંજ જોઈએ એમ શેઠના પ્રસ્વેદ બિંદુઓથી ચકચકિત થતાં મોઢાં સામૂં જોતાં સ્હેજે જણાઈ આવે છે. આ અમલદારી મહેમાનની ટૂંકી હાજરી દરમ્યાન પણ શેઠ અમલદારનું આધુનિક શોખ સાધનો વડે પૂજા કરવાનું લગારે ભૂલતો નથી.

આવાં સ્વાર્થ-પ્રિય શેઠની મ્હોટાઈ કયાં હશે? શેઠાઈ એ માનતા હોય તો ભલે એમના જીવનમાં રહી પણ એમને આ સ્વાર્થ શા માટે?

જડતાભર્યું જીવન બની ગએલાં જીવનમાં સ્વાર્થ સિવાય બીજું કાંઈ સુઝે ખરૂં? જડતાભર્યું જીવન એટલે સ્વાર્થભર્યું જીવન!

સ્વાર્થભર્યા જીવનમાંનો શેઠને લાગતો પોતાનો સ્વાર્થ પણ શેઠની એક અનૈત્તિક રસિકતા જ છે ને? કોઈ ભલે એને અનૈત્તિક રસિકતા કહે પણ શેઠ તો એ દેખીતી રીતે જાણીતા લાગતાં સ્વાર્થને આંગળીના વેઢે પોતે નૈત્તિક રીતે ગુન્હા રહીત છે એમ કહે છે. અને પછી આજ શેઠ સવાર સાંજ પ્રભુ–સ્મરણ કરે છે!

આવી સ્વાર્થ-પ્રિય શેઠાઈ બતલાવતાં શેઠનો પ્રભો કયારે ઉદ્ધાર કરશે? શેઠને એવાં ઉદ્ધારની જરૂર ખરી? જો એવાં ઉદ્ધારની એમને જરૂર ના હોય તો શા માટે ઇશ્વર સ્મરણ કરી એક વધૂ નૈત્તિક ગુન્હો કરે છે? જ્યાં સુધી માનવી સ્વાર્થી લાગે છે ત્યાં સુધી તેને ઈશ્વર ભજવાનો અધિકાર નથી.

નૈત્તિક જીવનની બડાઈ હાંકતો સ્વાર્થી માનવ પગલે ને પગલે અનૈત્તિક કૃત્યો કરે જ જાય છે. આવો માનવ ભૌતિકવાદમાં (Materialism) માનતો નહિ હોયને? કદાચ ભૌત્તિકવાદનો શો અર્થ થતો હશે તેટલી હદ સુધીનું આવા માણુસનું ભણુતર હશે કે કેમ તે એક ન ગમતી શંકા ઉત્પન્ન કરે છે.

ગમે તેમ હો. જ્યાં સુધી સ્વાર્થ જગતમાં અસ્તિત્વ ધરાવે છે. ત્યાં સુધી એટલું તો કહી શકાય કે જગતનું ચક્ર અટકશે નહિ... યુગે યુગે માનવીને ગુન્હેગાર ગણુાવશે. ભલેને પછી તે કળીયુગ હોય અગર સત્યયુગ સ્વાર્થને લીધે જ શેઠાઈની મ્હોટાઈમાંથી અભિમાની માનસની ઉત્પત્તિને લીધે બેપરવાઈ ઉત્પન્ન નહિ થઈ હોય ને?

# હુકમના દંભની ગુન્હેગારી.

હુકમ કરવાની પદ્ધતિમાં હુકમનું પાલન થશે કે નહિ, તેનો જવાબ સમાએલો છે. તોછડાઈથી હુકમ કરનાર જો કોઈ શેઠ હોય તો નોકર ફક્ત દૂર જ માનીને ન ગમતા હૃદયે હુકમને ઉઠાવી લે છે. નમ્રતા હુકમ કરનારના હુકમનું પાલન હસ્તે ચહેરે કરે છે. કદાચ ખૂબ જ ઉત્સાહથી કરે છે. કાર્ય કઢાડી લેવડાવવાની નમ્રતા સ્વાર્થનો ગજબ દંભ બતલાવે છે. બીચારો નોકર કેટલીએ વખત શેઠની આવી લુચ્ચાઈનો ભોગ થઈ પડે છે. પછી શેઠ તો પોતાને લાગતી પોતાની બુદ્ધિ ઉપર એકલા એકલા થોડું મીઠું મીઠું હસી લે છે. શેઠ અને નોકરની ભાવનાઓને જુદી રાખીએ તો પણ કાર્ય કરનાર કાર્ય કરાવનારની પાસે નમ્રતાની આશા રાખે છે. અને કાર્ય કરનારે એવી આશા રાખવી જ જોઈએ. કાર્ય કરાવનાર આટલું ભૂલી જઈ ઘણીએ વખત નમ્રતાને મૂકી દઈ શબ્દાવલી સાથે હુકમો બહાર પાડે છે...છેવટે કાર્ય કરનારને તો કાર્ય કરવાનુંજ છે. એટલે ગમતા મને પણ તે એ કાર્ય કરે છે.

નમ્રતા જીવનમાં ઉત્સાહ ફેલાવે છે. પોતાના જીવનને સમાજની દૃષ્ટિએ જવાબદાર ગણીએ તો પણ જીવન એક એક પળે ઉત્સાહ માગી લે છે.

નીરૂત્સાહી માનસ જીવનને અને કાર્યને શક્તિને અને શ્રદ્ધાને, મંદ કરી મૂકે છે. જીવનમાંથી નમ્રતાને ઘડીભર દૂર રાખી વિચારીએ છીએ ત્યારે સ્હેજે જણાય છે કે માનવી પળે પળે વ્યક્તિને હુકમો જ કર્યા કરે છે.

ફક્ત માનવીની બોલીમાં કોઈ અદ્રશ્ય દંભ છૂપાએલો છે...અને એ દંભથી જ માનવી જાણે જીવન જીવી રહ્યો હોય તેમ જણાયા કરે છે.

માનવી ક્યાં ગુન્હેગાર નથી એ જ કહેવું કંઈક કઠણ લાગે છે. નૈતિક રીતે માનવીના જીવનનું અવલોકન કરવા તૈયાર થઈએ છતાંએ એના જીવનમાંથી કાંઈ ને કાંઈ ગુન્હેગારી પકડાયા વગર રહેતી નથી.

અનૈતિક રીતે ગુન્હાઓ કરનારના ગુન્હાઓ જાણીતા છે જગ જાંહેર બનેલાં છે. નૈતિક દીતે પોતાનો દેખાવ જગત આગળ ધરનાર પોતાના ગુન્હાઓ જાણે સંતાડીને જ ફરતો હોય તેમ લાગે છે. એના ગુન્હાઓનો તે એકાદ બે વ્યકિત કે થોડાં નાના સમુહ આગળ ભુલથી પણ એકરાર કરી પોતાને પ્રાયશ્ચિત કરી ચૂકેલો માની લે છે.

દેખાવ ગમે તેવો નૈતિક અગર અનૈતિક પણ એવાં જીવનમાં કંઈ દંભ તો જણાય છે, પ્રામાણિક હેતુ પાછળનો દંભ ક્યારેક આવકારપાત્ર હશે ખરો, પણ દંભ એટલે દંભ...અને દંભ એટલે ગુન્હેગારી.

હૂકમના દંભમાંથી પણ એક પ્રકારની ગુન્હેગારી જ ઉત્પન્ન થાય છે ને?

વર્તમાન પત્ર માનવીનું માનસ સહેલાઈથી ઘડી શકે છે.



## શ્રી. રજનીકાન્ત શાહના હવે પછીથી
## પ્રગટ થનારા સર્જનો.



આઝાદ [ એક આઝાદ યુવતીની સામાજીક વાર્તા ]

ચિંતન અને સામાજીક લેખો [ બારસો પાનાનો સુંદર સંગ્રહ ]

બાલાનું સંગીત અને બીજી વાતો [ ટૂંકી વાર્તાઓ સંગ્રહ ]

સાસુ અને વહુ [ શબ્દ ચિત્રોનો એક સંગ્રહ ]

ગૌતમ [ ઊર્મિની છણાવટ કરતું ત્રણસો પાનાનું પુસ્તક—એક નવલકથા ]



અને

## ભારતની તાકાત અને હિંદની સંસ્કૃતિ

[ વર્તમાન ક્રાન્તિનો એક ઈતિહાસ—એક સંપૂર્ણ નવલકથા ]



જાણીતા વિક્રેતાઓ તરફથી પ્રગટ થનારા છે.